# રાતરાણીને લતામંડપે

સૌન્દર્ય અને સૌરભમાં એકબીજા સાથે સ્પર્ધા કરી શકે એવાં મોહક પુષ્પોથી ગુર્જરીની રસવાટિકા શોભી રહી હોય ત્યાં આ ઝીણાં શાં રાતરાણીનાં ફૂલડાંની આવશ્યકતા શી!

રાતરાણીની વેલ સાહિત્યની વાટિકામાં મૂકતાં એ પુષ્પવાટિકામાં એના અસ્તિત્વની આવશ્યકતા કે અનાવશ્યકતા વિષે વિચાર કરવા બેસું તો રાતરાણીનાં સર્જન અધૂરાં રહે. (કલ્પનાજળવડે રાતરાણીની વેલને સિંચન કર્યું અને ઊર્મિની લહેરે એના પુષ્પનો પરાગ વહ્યો તેમ વહેવા દીધો.) રાતેજ મત્ત બની ઊઠતાં એ તરંગી ફૂલડાંની ફોરમ કોઈ મનસ્વીને પણ આહ્લાદ આપી શકે તો મારે મન એના સર્જનની સાર્થકતા છે.

રાતરાણીનો મંડપ સજી તેને સુન્દર અને આકર્ષક બનાવવા માટે શ્રી. રાજેન્દ્રભાઈ સુરકાથાનો આભાર માનું છું.

લીમડીકૂઈ, ગોપીપરા
સૂરત,
તા. ૫–૬–૪૪

ચન્દ્રિકા પાઠકજી

# રાતરાણી

# રાતરાણી

નિદ્રાના અંકમાં જ્યારે માનવી સર્વ પોઢતાં,
જાગતી નિશિગન્ધા ! તું સ્નેહના મૃદુ સ્વપ્ન શી;
વિશ્વના સ્વાર્થસંબંધો, કોલાહલ ગમે નહીં,
મત્ત તું કલ્પનાઝૂલે એકાન્તે ઝૂલવા ચહે.

ઝરૂખે આભને ઊભો તેજસ્વી શુક્ર તારલો,
આત્માનાં સ્મિત ઢોળી કૈં સ્નેહસન્દેશ પ્રેરતો;
સ્મિતસૌરભ રેલાવી, પ્રાણપાંદડી પાથરી,
સ્વપ્નઘેનભરે નેને સત્કારે સ્નેહથી ભરી.

આભ ને ધરતીનાં આ અંતરો સહ્ય ના થતાં,
આંસુડાં સારતી ક્યારે ઝીણાં ઝાકળબિન્દુ શાં;
સુગન્ધી સર્વ પુષ્પોમાં ગમતી તું મને અતિ,
રાતરાણી ! સદાયે તું અનન્તે મીટ માંડતી.

## શશાંક

શશાંક! તુજ અંતરે અમિત કૈં અમી રેલતાં,
અને મનુજ સર્વ કો સુખદ શાન્તિમાં ખેલતાં,
ધરા હ્રુદયતપ્ત તે કિરણ શીત કૈં સ્પર્શતાં,
હિમાંશુ! બનતી સતેજ મધુ યૌવના મૂર્તિ શી.

અજય્ય રતિનાથના વિજયીને લલાટે વસ્યો,
સદાય તવ શીત સ્પર્શથકી અંતરે રુદ્રના
કઠોર પ્રલયંકરી ભીષણ ભાવના જાગતાં
સીંચન્ત મૃદુતા અને સુભગ ભાવ કલ્યાણના.

છતાંય વપુ ક્ષીણ કાં? વદન આ દિસે દૈન્ય શાં?
કરે સકળ સૃષ્ટિ આ મુદમયી, ઉરે આંસુ કાં?
મયંક, હરિણાંક ને શશકલાંચ્છને નિન્દતાં
તને જગતલોક આ, તિમિર અંતરે શું ભર્યાં?

## સાગરને

શાને સાગર ! તું અનન્ત ઘુઘવે, શાતા ઉરે ના ધરે ?
હૈયે કૈં વડવાનલો જલી રહ્યા નિઃશ્વાસ તેથી સરે ?
ઊર્મિમાલ અસંખ્ય અંતર ઉઠે, ઘેલી બની આથડે,
તેથી શું અસહાય શો જલનિધિ ! આક્રન્દ નિત્યે કરે ?
આંસુ અંતરનાં ભલે છલકતાં, ખારી ભલે જિન્દગી,
માઝા ના મૂકતો જરી, રસનિધિ ! જોજે- ન જાતો સરી.
હૈયે સ્વપ્ન અને મીઠાં સ્મરણનાં રત્નો ભર્યાં ઉજ્જવળાં,
જોજે એ અવશેષને પ્રણયના, સત્કારજે સ્નેહથી.

## તારકને

અયિ તારકવૃન્દ નભે રમતા !
નિરખું તમ અંતર સૌમ્ય પ્રભા;
વિધુ ક્ષીણ બને, કદિ દીન બને,
તમ અંતર–તેજ સદા વિલસે.

નીલ સાગરના ગભીરાં જલમાં,
પ્રતિબિમ્બ નિહાળી રસે રમતાં,
ન ચહો ઉદધિ–ઉર–ઊર્મિલતા,
નિજ ગાનમહીં ઉર મસ્ત સદા.

તમ ઉન્નત જીવનમાર્ગ, ભલા !
જગના જનને શિખવો ન જરા ?
ઉર મસ્ત રહે, નવ અન્ય ચહે,
અવનીતલ તો કદિ અશ્રુ રહે ?

## ચાંદની

ખેલે ચન્દ્રા નભ ચમકતા તારલા સંગ વ્યોમે,
ને શું એને હૃદય રમતાં હાસ્યથી અભ્ર રેલે ?

આત્મા એનો શુચિ મધુર કો દિવ્ય તેજે ભરેલો,
પ્રેરે અભ્રે, અવનિઉરમાં હાસ્યની શુભ્ર લ્હેરો ?

કે ખેલે શું ધવલવસના અપ્સરાવૃન્દ વ્યોમે,
મસ્તાની કૈં ત્વરિત ગતિએ અભ્રને આવરી લે ?

ઝીણા એના પદનૂપુરનો નાદ કર્ણે પડે ત્યાં,
સંવાદી શું ઝણઝણી રહે સૃષ્ટિના તાર કૂળા ?

સૃષ્ટિને શું સરજી ભરતાં આજ થાક્યો વિધાતા
થોભ્યો વાંચ્છી નિજ હૃદયમાં માનવીકાર્ય જોવા ?

ગાંધીજીના ઉર જગવતા સત્ય સન્દેશ ઝીલ્યા,
ને વિસ્તાર્યા ગગનપર શું કાંતીને તાર ઝીણા ?

## આશા

ઘેરાં ઘેરાં ઘન નભવિષે શ્યામ છાઈ વળે ને,
ગાવા માંડે પ્રલયગીત કૈં અબ્ધિ સૌન્દર્ય છોડી,
જોવા ઝંખે જનહૃદય કૈં તેજનાં રશ્મિ ત્યારે,
જે ઝાલીને ચ્હડી જઈ શકે ઉન્નતિને પથે એ.

ત્યાગે વાયુ સહજ ગુણ એ શાન્તિને રેલવાનો,
ને ફૂંકે કૈં રણસમયનો શંખ એ જોરથી જો,
ઝંઝાવાતો મનુજઉરને મુંઝવે વિશ્વના આ,
ત્યારે હૈયું સહજ મથતું રાચવા કલ્પનામાં.

સિંચેલા કૈં હૃદયજળથી સ્નેહના રોપ લીલા,
ફૂટે નિત્યે નવલ કુંપળો સ્નેહનાં નીર પીતાં,
ત્યાં ઓચિન્તા ગ્રહપતિતણા તાપથી એ સૂકાતા,
પેખે તોયે જનઉર ધરે "ઊગશે" એજ આશા.

ગૂંથ્યાં સ્વપ્નાં સુરવનતણાં પુષ્પ વીણી વીણીને,
પૂર્યાં તેજે ગગન રમતા ચન્દ્ર ને તારલાનાં,
સ્હેતાં તાપો જડ જગતના કલ્પનાનીર ખૂટે,
તોયે આશા ઘડીક ચમકે 'સ્વપ્ન સાચાં બને એ.'

## ચકોરીને

કૂહેને – શું એ નવજળભર્યાં વાદળાં વીંધવાં છે ?
તારાના એ ઝગઝગ થતા દેશ શું ઢૂંઢવા છે ?

વેરાતાં એ શશિકિરણથી થાય સન્તોષ ના શું ?
ઊડીને એ ગગનપથમાં ચન્દ્ર પાસે જવું શું ?

છીપે ક્યાંથી તરસ ઉરની ? અન્ત ના આશને કૈં,
સેવ્યાં સ્વપ્નાં પળપળ વધે પૂર્ણતા પામતાં કૈં.

જોઈ રહેવા દૂર દૂર રહ્યા રંગ એ કલ્પનાના,
આશાભીનાં રુદનમય શાં ચિત્ર આ જિન્દગીનાં.

## મૃગજળ

વહ્નિગોળા સમ તપી રહ્યો ભાનુ વ્યોમે પ્રચંડ,
ને રેતીયે બળબળ થતી ઉડતી વાયુસંગ,

દેખાતો ના ઉર થકવતા માર્ગનો ક્યાંય અંત,
દૃષ્ટિનાંયે જીવન ખૂટતાં, પ્રાણ જાણે રૂંધાતા.

શું ત્યાં પેલું ચકચક થતું વારિ દેખાય મિષ્ટ !
આત્માની કૈં તરસ છીપશે પ્રાણ થાશે પ્રફુલ્લ.

પાંખો શું કૈં નવલ પ્રકટી ? ઊડતી આ ગતિ શી ?
જોતાં વારિ તરસ વધતી – નેન તેમાંજ લીન.

રે ! કાં વારિ દૂર દૂર જતું ? આશનાં નીર ખૂટે,
હાવાં તો આ તરસ ઉરની છેક થાતી અસહ્ય.

પૂરી થાશે નવલ જીવને ઝંખના છેક છેલ્લી ?
લ્હેરંતાં એ મધુર જળનાં સ્નાન કૈં લાધશે શું ?

## એકાકી

ભમે છે એકાકી ગગનતટ ઘેલા સમ વિધુ,
ન લાધ્યું શું એને વિમલ ઉરનું સ્નેહશમણું ?
ઘડીમાં ઉલ્લાસે હ્રદય ઉભરે ને અમી ઝરે,
ઘડી શોકાવેગે શશિવદન કાન્તિહીન બને.

અને એકાકી આ ભમતી ધરતી કેં સમયથી,
ગૂંથ્યાં આશાતારે સ્વપન મધુ ઝંખી ઉર રહી ?
ક્ષણે એ હૈયામાં રવિકિરણજ્યોતિ ઝગી રહે,
ક્ષણે હૈયે એને અગમ ઘન અન્ધાર ઉતરે.

નભે એકાકી એ યુગયુગથી ભાનુ ભમી રહે,
અને વહ્નિજ્વાળા ઉર સળગતી કેં દહી રહે;
ઉજાળીને સૃષ્ટિ સકળ જગ ચૈતન્ય ભરતો,
શમાવા ઉન્હા શું હ્રદયભડકા સિન્ધુ ડૂબતો ?

## અગ્નિવાહિની*

રક્ત ને નીલ નેનોથી તાકતી તિમિરે પળે,
ગર્જતી ધૂમ્ર ને અગ્નિ વેરતી અવની પરે.

દૂર કૈં દિસતી, પાસે ઘડીમાં આવી શોભતી,
ધસતી દાનવી શક્તિ જાણું ના ક્યાં વહી જતી ?

રાત્રિનાં ગાઢ અન્ધારાં ભેદતી ધસતી જતી,
શાન્ત ને સ્તબ્ધ રાત્રિમાં નવસ્ફુર્તિ જગાવતી.

તીક્ષ્ણ સૂરથકી કૈં એ રજનીમૌન છેદતી,
જાણું ના ઝંખતી શું એ વેગમૂર્તિ ધસી જતી ?

અરે ! એ ખેંચતી સંગે નિજની સર્વ કોઈને;
ત્યજવા ગૃહ ને સ્નેહી ઇચ્છે ના તોય કૈં પળે.

અહા ! કૈં મિત્ર ને સ્નેહી આશ અંતરમાં ભર્યાં,
સ્નેહધામ પળે મીઠાં સ્વપ્નાં સુખદ સેવતાં.

કાળ ને સ્થળની બાંધી મર્યાદા નાશ પામતી,
વિશાળી પૃથિવી તોયે લઘુતા ધરતી જતી.

દિવ્ય કો બળધારિણી, ધસતી અગ્નિવાહિની,
પળે છે પુણ્યપન્થે તું વિશ્વબન્ધુત્વ રેલતી.

---

* Mary Coleridgeના "The Train" કાવ્ય પરથી.

## કલ્યાણી

ધર્યા ના કૈં ચારૂ કુમકુમભર્યો થાળ કરમાં,
સુરંગી કૈં હસ્તે સુરભીભર માલાય ધરી ના,
ડગે એને સૃષ્ટિ નૂપુરસૂરથી ના રણુકતી,
પરન્તુ વિશ્વે એ જનહૃદય આકર્ષણ થતી.

વિભુનાં નેનોથી અમિત અમીબિન્દુ જગ ઝર્યાં,
ઝીલ્યાં કૈં ને જાગ્યા પુનિત પ્રભુઆદેશ ઉરમાં;
પળી પન્થે એને અડગ પગલાં ભોમ ધરતી,
પ્રભુસન્દેશે કૈં અખિલ જગને એ જગવતી.

પનોતાં સ્વપ્નાં કૈં અવનિતલમાં મૂર્ત કરતી,
અને સંસારે આ સુરવન શું માંગલ્ય ભરતી,
વિધાત્રી શી રાજે ઉરઉરવિષે પ્રાણ પૂરતી,
દિસે કલ્યાણી એ પ્રભુચરણ સૌ કાર્ય ધરતી.

## એક વાત

તને કન્હૈયા ! કરૂં એક વાત,
હોયે કદિ મત્તતણો પ્રલાપ.
તું દૂર તોયે મુજ અંતરે વસ્યો,
રાધાઉરે ક્‌હાન સદા વિરાજતો.

કદિ હું તારી સહ કુંજકુંજમાં,
ભમી રહું સ્નેહલ ગીત ગાતાં;
કાલિન્દીના આ વહતા તરંગમાં,
સુણું તને મોહન વેણુ વાતાં.

નિહાળું મીઠાં પ્રણયાર્દ્ર નેનો,
ઝીલી રહું પ્રેમલ હાસ્ય તારાં,
સખે ! કદી હું તુજ અંતરે ઢળી,
ઢાળી રહું આંસુ ઉરે શમી રહ્યાં.

કંપી ઉઠી પર્ણ કદી તરુનાં,
કાલિન્દીનાં નીર ધ્રુજી ઉઠી કદી,
પુકારતાં "છોડ હવે તું સ્વપ્નાં,
વિતાવવાં જીવન એહના વિના."

મોંઘા અનેરા સ્મૃતિફાલથી ભરી,
છોડી દીધી પ્રીત શું કુંજકુંજની ?
ને – સ્વપ્ન જોયાં યમુનાતરંગમાં
ભૂલ્યો સખે ? બન્ધન સર્વ છૂટ્યાં ?

આ તારલો વ્યોમવિષે પ્રકાશતો,
સ્પર્શી ધીરેથી તુજ ઓષ્ઠ નેનને,
હૈયાસૂનો જો બનશે કદીય તું,
સૂતી કંઈ સ્નેહસ્મૃતિ જગાવશે.

# દેવયાની

શાને અધીર બની નેન કરે પ્રતીક્ષા ?
જોતાં ન વ્યગ્ર બનતું ઉર માહરૂં કાં ?
ના છે જરી હક છતાં તલસાટ શા આ ?
શાને કહે અકથ ભાર ઉરે ધરૂં આ ?

હૈયે ભર્યા મધુર રંગ નિહાળી મારે,
આલેખતી નવલ રંગ ઉષા શું આભે ?
ને-મસ્ત આ હૃદયના થડકાર ભાળી,
ચન્દ્રી શું તેજકુદડી ફરતી સુહાગી ?

તે આજ રંગ ઉરના મમ કાં વિલાયા ?
ક્યાં તેજનાં ઝરણ અંતરનાં સમાયાં ?
આશાતણાં નવલ નર્તન ઓસર્યાં કાં ?
નેને લસ્યાં મધુર સ્વપ્ન સરી ગયાં ક્યાં ?

દેવોતણા કુલગુરુસુત આવિયો તું,
સંજીવની વિરલ મન્ત્રજ પામિયો તું,
શું આજ તું જીવનનાશ નિહાળતો ના ?
કે-સ્વપ્ન સિદ્ધ બનતાં પરવા તને ના ?

જાણ્યું હતું ઉભય જીવનપન્થ ન્યારા,
તોયે વિદાય સમયે ઉર તૂટતું કાં ?
અન્ધારમાં ચમકતા નભતારલા શાં
જોવાં રહ્યાં સ્મરણ કૈં સૂનકારમાં આ.

# યશોધરા

એ સ્નેહનાં સ્મરણ કૈં સઘળાં સર્યાં શું ?
છોડી જતાં ચરણ ના અટકી પડ્યા શું ?
ના – ના – ઘટે ન પ્રિયને કદિ દોષ દેવો,
જાણું શુચિ હૃદય એ નભ શુભ્ર જેવો.

તારા અનંત ઉરને જગબન્ધનો શાં ?
તારાં અખંડ ઉરવ્હેણ રહે શું રોકયાં ?
એ વ્યોમવિસ્તૃતપટે વળી અન્ત શાનો ?
નિઃસીમ સ્નેહજળને કયમ હોય આરો ?

શું દૂર દૂર કંઈ તેજથકી પડી હું ?
જાણ્યો નહીં હૃદયથી કદિ સ્નેહને શું ?
નિઃસ્વાર્થ સ્નેહ કદિ અંતર ના ધર્યો શું ?
નિષ્કામ અર્પણ કદીય નહીં કર્યું શું ?

અર્પી સુવાસભર કૈં ફૂલપાંદડી એ
સ્નેહીય કાં જીવનમાં પ્રતિસ્નેહ માંગે ?
સિદ્ધાર્થ થાય તજીને મુજને સુખી એ,
આંસુ કદીય નયને ઘટતાં ન મારે.

ઊડી રહે વિમલ સુન્દર પન્થ તારે,
ઇચ્છું છતાંય ઉડવા નવ પાંખ મારે.
ઉંચા વિહાર પ્રિયના રહું વ્યોમ પેખી,
ને – વ્યર્થ મોહ જગના દઉં કૈં વિસારી.

ને – આંસુડાં કદિય નેનથકી પડે તો–
તારા નવીન પથમાં કદિયે નડે તો–
દેજે ક્ષમા સહજ નિર્બલતા ગણીને,
હાવાં – અટૂલી, અસહાય શી એક – એને.

# મીરાં

મીરાં ! કેમ કરી કહે જગતની તોડી શકી શૃંખલા ?
પીધાં તેં વિષ તોય અંતરવિષે દીપી રહ્યાં હાસ્ય શાં ?
વિશ્વે તું વસતી છતાં મન ઉડ્યું કો કલ્પનાવ્યોમમાં,
તેથી શું કદિ સૃષ્ટિતત્ત્વ તુજને સ્પર્શી શક્યું ના જરા ?

પૂજી અંતરઅર્ઘ્યથી સ્મરી રહી તારો કન્હૈયો સદા,
ધારીને રસરાજ શ્યામ ઉરમાં ઘૂમી રહી વિશ્વમાં;
ને – તારા રસમસ્ત અંતરવિષે સંવેદનો જે સ્ફુર્યાં,
ઝીલ્યાં તેં પ્રતિબિમ્બ કાવ્યસરિતે એ સ્નેહભક્તિભર્યાં.

જાણીને નિજ, શ્યામ આર્દ્ર બનતાં હૈયે ધરી સ્નેહથી,
પાષાણી પ્રતિમાય ચેતન થતાં ત્યાં લીન કૈં તું બની,
ભક્તિ અંતર સત્ય તો જગતમાં ના ભિન્નતા છે કશી,
એ મન્ત્રે નવભાવના જીવનમાં નિત્યે તું પ્રેરી રહી.

## દિવ્ય સ્વપ્ન

વ્યોમવાડીના વિલાસી, દિવ્ય ભોમવાસી,
આવો હો દિવ્ય સ્વપ્ન ઝીલવા.

ઝીણી ઝીણી તારલી આભે ઝબુકતી,
રૂપલા નયને વિશ્વને નિહાળતી,
સૌમ્ય કૂંળાં એ તેજ ભરૂં હૈયે એ આશા.
આવો૦

આછી આછી વાદળી વ્યોમે સરી જતી,
તેજકિરણ ઝીલતાં રંગ દિવ્ય ધારતી,
રંગ મધુરા સુહાગી હૃદય ધારૂં એ આશા.
આવો૦

# રંગનીર

શાન્ત સન્ધ્યાનાં રંગનીર વહતાં
આભ ઝગે રંગધારા.
તેજભર્યાં, ચેતનવન્તાં રંગનીર વહતાં
પૂરે અમી નયણામાં.
અતીવ રમ્ય દર્શને તરલિત થતાં,
જનઉર ઘેલાં આશભરેલાં
રવિકિરણ – ક્લાન્ત – દિલડાં.
આભ ઝગે૦

( સાખી )

ચિત્રકાર મીટ માંડતો કર ધરી વિધવિધ રંગ,
સ્વપ્નાં મીઠાં સેવતો ઝીલવા વ્યોમતરંગ.
કળાકારપીંછીએ દર્શન ના થતાં,
વ્યોમ વિલસતાં સાન્ધ્ય સરિતનાં
ચમકન્ત રંગનીરનાં.
આભ ઝગે૦

( સાખી )

કવિકોકિલ નિરખી રહ્યો વ્યોમ છલકતા રંગ,
કાવ્યદર્પણે ઝીલવા ઉર અભિલાષ રમન્ત.
કવિતાના દર્પણે મથતાં ઝીલાય ના,
વ્યોમસરિતના તેજભરેલા
નભ હસન્ત રંગ નવલા.
આભ ઝગે૦

જીવનના રંગ શા સન્ધ્યાના રંગો,
વિશ્વનિયંતા પૂરે ગગને
અતિ ગહન ના કળાતા.
આભ ઝગે૦
જીવનને રંગતા ઘેરા તરંગરંગ
કોણ પૂરે એ ઉરઆભલે ?
મથતાંય ના કળાતા.
આભ ઝગે૦

# સોણુલાં

જેને સૌન્દર્ય સ્વપ્ન શાં સરી સરી જતાં.
ખીલ્યાં આ ફૂલડાં ખરી જતાં.
કાં ના માણુવાં સનાતન સોણુલાં ?
વ્યોમે એ આત્મરંગ ખેલતી આનન્દિની,
આવી ઉષા કાં ઉડી જતી ?
કાં ના માણુવાં સનાતન સોણુલાં ?
ચમકી અનન્ત ચોક આશા શા આભના,
ચન્દ્રીનાં નીર કાં ઢળી જતાં ?
કાં ના માણુવાં સનાતન સોણુલાં ?
ટહુકા ઝરન્ત કુંજકુંજે જો કોકિલા,
આત્માના સૂર કાં ઉડી જતા ?
કાં ના માણુવાં સનાતન સોણુલાં ?
ઉગે ઉગે ને આથમે આ સોણુલાં,
અંતરમાં પૂરી સૂનકાર કો
કાં ના માણુવાં સનાતન સોણુલાં ?

# સ્વપ્નમૂર્તિ

સ્વપ્નમૂર્તિ ઝાલી ઝલાય ના,
દૂર દૂર દૂર સરી જાય કાં ?
ઇન્દ્રધનુ કિરીટધારી,
અભ્રવસન ચિત્તહારી,
નયનચન્દ્રજ્યોતથી ઉરતરંગને ઉછાળી
દૂર દૂર દૂર સરી જાય કાં ?
હૃદયઆશ શાં અનન્ત,
તારકફૂલ કૈં હસન્ત,
વેરી જીવનકેડીએ સ્મૃતિસુગન્ધને પ્રસારી,
દૂર દૂર દૂર સરી જાય કાં ?
નયનનીર અર્ઘ્ય ધરૂં,
હૃદયભાવ ધૂપ કરૂં,
અદ્ધઅંજલિ નમી હું જીવનથાળ ચરણ ધરૂં
તોય દૂર દૂર સરી જાય કાં ?

# યમુનાતીરે

નૂતન કો રસઘન વરસન્ત રમ્ય યમુનાતીરે.
શ્યામ ગગનપટ તારક ચમકે,
સ્વપ્ન મધુર રાધાઉર મલકે,
ઝબક ઝબક ઉરજ્યોતિ ઝબકે જમુનાને ઘાટે.
નૂતન કો૦

મસ્ત ચન્દ્રના કોમળ કિરણે,
ગહન સિન્ધુનાં અંતર ઉછળે,
મસ્ત ક્‌હાનની નયનજ્યોતથી રાધાઉર નાચે.
નૂતન કો૦

પુષ્પપરાગ શી રાધા વિલસે,
સમીર મત્ત શો મોહન વિહરે,
જુગજુગથી પ્રણયીઉર ખેલે રાધાનન્દકિશોર.
નૂતન કો૦

## આહ્વાહન

આવો આવો – કોણ પુકારે નિર્જન વગડે?
અંતરનાં અવિરત આહ્વાહન કોણ ઉરે કોને કાજે?
આવો આવો૦

તરસ્યાં કો પ્રણયીઉરની કૈં,
છીપી ના આત્માની આરત,
નયનદ્વારથી ઉરમંદિરિયે આમન્ત્રે પ્રિય કરી પુકાર?
આવો આવો૦

પુષ્પતણી પરિમલ પ્રકટાવી,
રંગ ઉષાસન્ધ્યાના લાવી,
ચન્દ્રકિરણથી મઢી ઉરઆસન ઝંખે આતુર શાને કાજ?
આવો આવો૦

નિશાતણું શ્યામલ પટ લાવી,
આવરી લે સામગ્રી સારી,
મૂક કરી દે હૃદયસિતારી, નિર્જન વગડે શા પોકાર?
આવો આવો૦

# કલ્પનાની ચુન્દડી

કલ્પનાની ઓઢી નીલી ચુન્દડી
અમે ઉડ્યાં કૈં સોણુલાંને દેશ રે,
ઘેને ભરી કૈં આંખડી.

રૂપલા ટીલડી ચમકતી,
વળી ચમકન્ત ચન્દનીનાં તેજ રે,
ઘેને ભરી કૈં આંખડી.

અવનિને આંગણુ ખેલતાં રે,
અમે ઓળંગ્યા સાગર સાત રે,
ઘેને ભરી કૈં આંખડી.

આકાશે રંગભરી દોડતી રે,
અમે માંડી કૈં વાદળી શું વાત રે,
ઘેને ભરી કૈં આંખડી.

સોનલા વરણાં કિરણુ ઝીલીને,
અમે ચાલ્યાં નૂતનયુગ વાટ રે,
ઘેને ભરી કૈં આંખડી.

## લગ્નગીત

### (૧)

માલણુ ગૂંથી લાવ ગુણિયલ હાર,
ગૂંથજે કૂંળી મોગરામાળ,
લેજે પુષ્પ મધુરાં રસાળ,
જાણે અંતર આશ અપાર.
માલણુ૦

ગૂંથજે કળી કોમળ ગુલની,
ખરે કૂંળી ન પાંદડી ફૂલની,
જાણે અધ ઉઘડ્યાં ઉરદ્વાર.
માલણુ૦

જોજે હાર તારો ન વિલાય,
મીઠો પુષ્પપરાગ ન જાય,
ઉરસ્વપ્ન ન કૈં સરી જાય.
માલણુ૦

(૨)

ડોસીડાને હાટ ઘોડો અટકીને ઉભો
ચુન્દડી વ્હોરંતાં લાગી વાર રે.
એક કંકુવરણી રે વીરા ચુન્દડી લેજો,
રાતો છે રંગ સૌભાગ્યનો.
એ ચુન્દડીએ વીરા મોરલા જોજો,
નાચે હૈયાકેરો મોરલો.
એ ચુન્દડીએ વીરા ચાંદલા જોજો,
ચમકે ચિત્તકેરો ચાંદલો.

સોનીડાને હાટ ઘોડો અટકીને ઉભો
ઘરેણાં વ્હોરંતાં લાગી વાર રે.
એક હીરેજડ્યાં રે વીરા કંકણ લેજો,
રણકારે મીઠે ચિત્ત ચોરશે.
એક મોતીભર્યાં રે વીરા ઝુમણાં લેજો,
ઝૂલશે જાણે કૂંળી કલ્પના.
એક નીલમજડ્યો રે વીરા હાર રે લેજો,
ચમકે એ હૈયાકેરી આશ શો.
એક રત્નજડી રે વીરા ટીલડી લેજો,
તારલા શી એ તો ટમટમે.

( ૩ )

આજ દિન ઉગંતાં આભઅટારીએ
ચાંદો સૂરજ બે લડી પડ્યા.
આજ શરણાઈ વાજે અવનીને આરે
યુગયુગમાં સૂર ન સાંભળ્યા.
શશિયર કહે રે "તજું આભઅટારી ના,
ધરતીએ લગ્ન છે અવનવાં."
વદે સૂરજ રે "હાવાં સૂર્યપુરીમાં
રાજ ઘટે છે સૂરજદેવનાં."
આજ દિન ઉગંતાં આભઅટારીએ
ચાંદો સૂરજ બે લડી પડ્યા.
કાંઈ તેજભર્યો વર સૂર્ય શો સોહે,
વધૂ સોહે જાણે કમલિની.
કાંઈ શીતળ ચન્દ્ર શો વર આજ સોહે,
વધૂ સોહે જાણે પોયણી.
કાંઈ આભગભીર આજ વર રે સોહે,
વધૂ સોહે જાણે ધારિણી.
આજ દિન ઉગંતાં આભઅટારીએ
ચાંદો સૂરજ બે લડી પડ્યા.

## મંગલ

### (૧)

### (યજ્ઞોપવીત સમયે)

જોને આજ સુહાસ્ય અભ્ર કરતો આદિત્ય શોભી રહ્યો,
સ્પર્શી તેજકરે ધરા જગતના અન્ધાર ફેડી રહ્યો,
પ્રેરે એ નવચેતના મનુકુલે આલસ્ય સંહારતો,
ને રેલે નિજ પુણ્ય ભર્ગ સહ એ ઉત્સાહનો સ્રોત શો.

પોષી તેજજલે સુરમ્ય કરતો આ વિશ્વઉદ્યાનને,
પોષો એ તુજ અંતરે વસી રહ્યા કૈં જ્ઞાનઅંકુરને,
પ્રવૃત્તિમય માર્ગ નિત્ય ગ્રહજે, આલસ્યને ત્યાગજે,
ને એ જ્ઞાનપ્રભાભર્યો રવિસમો આ વિશ્વમાં દીપજે.

આર્યાવર્ત પુરાણ સંસ્કૃતિભર્યો, આદર્શમાં રાચતો,
વિદ્યાશૌર્યભર્યો સુપૂતથકી કૈં આ દેશ શો દીપતો!
મોંઘા ધન્ય દિનોતણી સ્મૃતિસમો સંસ્કાર છે શેષ આ,
પ્રેરી ર્‌હો તુજ અંતરે અવનવા આદર્શ બન્ધુત્વના!

ધારી દંડ ભમી રહે પથિક શો તું સત્યની શોધમાં,
ર્‌હેજે નિશ્ચિત માર્ગમાં અડગ તું તારા સમો ધ્રુવના;
શ્રદ્ધાની કટિમેખલા જીવનને રક્ષી રહો સર્વદા,
પ્રેરો વેદઋચા સદા જીવનમાં ઊંચી કંઈ ભાવના!

જ્ઞાનાકાંક્ષી બની તપોવનમહીં સેવે ઋષિવર્યને,
સેવા ધર્મ ગણી સદા ભજી રહે કૈં શારદા માતને,
સાધુ જીવન ભેદ સર્વ ભૂલવે એ રાય ને રંકના,
તે હો બાલક બ્રહ્મચારી કુલ સો આદર્શ તારા સદા!

વિદ્યાર્થીવય કાલ છે જીવનના માંગલ્ય મંડાણનો,
શાન્તિ, સ્વાશ્રય, ધૈર્ય તત્ત્વ ઉરમાં તારા સદાયે વસો!
સંસારાબ્ધિ તરી જવા સુતરણિ હાવાં ઘટે યોજવી,
જેમાં નાવિક વિશ્વની વિષમતા સ્હેજે તરે ધૈર્યથી.

સન્ધ્યાની સુરખીસમા સુરસિલા રંગોથકી ઓપતી,
કૂંળા કૈં કરસ્પર્શથી હૃદયમાં આહ્‌લાદ વર્ષાવતી,
આશા નિત્ય ભરી રહો જીવનમાં મીઠાં મધુ સોણલાં,
સ્વપ્નો અંતરમાં વસ્યાં પરિણમો મોંઘી મહા સિદ્ધિમાં.

વીણા હસ્ત ગ્રહી સૂરો જગવતી, બ્રહ્માંડ ડોલાવતી,
સંગે મત્ત મયૂરનર્તનથકી સૌન્દર્યવૃદ્ધિ થતી,
કૌમાર્યે તપતી, સુવાસ ભરતી, સાહિત્ય સંગીતથી,
ઉત્સાહે ચમકન્ત શ્વેતવસના દેવી કરો મંગલ!

(૨)

(લગ્ન સમયે)

"શું શ્રેયસ્કર બ્રહ્મચર્યવ્રત છે કે લગ્ન સંસારમાં?"
સ્વર્ગે લક્ષ્મી સરસ્વતી ઉભય એ વાદે ચ્હડ્યાં એકદા;
ચર્ચી અંતરમાં ધરી વરવધૂ જોડાય આ લગ્નથી,
શ્રી ને શારદ માત આ યુગલને અર્પી રહો મંગલ!

સ્નેહી કોડભર્યો મીઠો મલપતો જે પૂર્ણિમાનો શશી,
વેરી તારકપુષ્પ મુગ્ધ રજની હૈયે સુધા સીંચતો,
ઘેલાં કૈં પ્રણયીતણાં હૃદયને આકર્ષતો લાડિલો,
એ સૌન્દર્યનિધિ શશાંક જીવને પ્રેરી રહો મંગલ!

ધારી અંબર શુભ્ર અંગ મધુરાં હૈયે ભર્યાં હાસ્ય શાં,
હસ્તે કંકણ કૈં મીઠાં રણકતાં સંગીત શાં સ્નેહનાં,
કુંળી કૈં ઉરઊર્મિસૌરભભરી માલા ધરી હસ્તમાં,
સત્કારે ઉરકોડથી નવવધૂ, હોજો સદા મંગલ!

હસ્તે હસ્ત ગ્રહ્યો, સરી સકળ આ સંસારની ચેતના,
અંતર્દૃષ્ટિ બની ઉડ્યાં પ્રણયના મોંઘા મનોરાજ્યમાં,
કૂંળાં કૈં ઉરસ્વપ્ન ને સ્મરણનાં ભાથાં ભરી સંચરો,
હોજો જીવનપન્થ કંટકહીણો કલ્યાણકારી રૂડો!

કર્તવ્યે ધરીને મતિ જીવનમાં પામી રહો મંગલ!
હોજો સાથ સુઅર્થપ્રાપ્તિ જીવને દેતી સદા મંગલ!
આકાંક્ષા ઉરની સદાય ફળતાં પ્રેરી રહો મંગલ!
હોજો બન્ધનમુક્ત અંતર સદા, અર્પો વિભુ મંગલ!

શીળી કૈં ચમકી રહે ગગનમાં સપ્તર્ષિની ગાડલી,
તેવી સપ્તપદી સુલગ્ન વિષયે પૂરે પ્રતિજ્ઞા રતિ;
ધારીને ધ્રુવતારલે નયનને કાર્યો જગે આદરો,
શ્રદ્ધા સ્નેહ ધરી ઉરે વરવધૂ સંસારમાં સંચરો.

કૂંળી પદ્મની પાંદડી વિકસતી ભાનુતણા સ્પર્શથી,
તેવી કૈં ઉરપાંદડી વિકસજો અન્યોન્ય સંસર્ગથી!
નર્તન્તો ઉરમોરલો નયનમાં સ્વપ્નાં ભરી સ્નેહનાં,
કેકા કૈં મધુરી કરી જીવનમાં પ્રેરો સદા મંગલ!

મોંઘા આશમિનારના ચમકતા ના કાંગરા તૂટજો,
વ્હેતાં કૈં રસસ્રોત જે જીવનમાં, બિન્દુય ના ખૂટજો,
માંડો આજ પ્રયાણ નૂતન જગે કો કલ્પનાયાનમાં,
રૂહેજો અક્ષત સ્નેહ—સ્વપ્ન—સુખડાં, આનન્દહેલી હજો!

## સત્કારગીત

આજ ધન્ય દિન સુહાય,
સૂર્યપુર પુનિત થાય,
ભવ્ય ભાનુ ઉદિત થાય,
મંગલ દિન રાજે. આજ૦

સૂર્યકિરણ સ્પર્શ થાય,
કુસુમકુસુમ વિકસી જાય,
સૌરભ જગ પ્રસરી જાય,
મત્ત હૃદય નાચે. આજ૦

ગીત મધુર કૈં સુણાય,
હૃદયસિન્ધુ મુદિત થાય,
જલતરંગ નવ સમાય,
આશ નવલ ગાજે. આજ૦

"મહિલા વિદ્યાલય" અમારૂં,
સંસ્કૃતિધન અર્પનારૂં,
ધારી હૃદય સ્નેહભાવ,
અતિથિને વધાવે. આજ૦

## સ્તવન

પ્રણમું દેવી વાગીશ્વરી
પુસ્તકધારિણી જનહિતકારિણી. પ્રણમું૦

વીણા રમ્ય કર સુહાતી, સકળ સૃષ્ટિ મોહાતી,
ગહન દિવ્ય મન્ત્રથી, ત્રિભુવન ડોલાવતી. પ્રણમું૦

જ્ઞાનતેજ રેલતી, વિશ્વતિમિર ફેડતી,
હૃદયપૂરિત ભાવને સુશબ્દવસન અર્પતી. પ્રણમું૦

સુતા કમલભવનની દિવ્ય બ્રહ્મચારિણી,
વિશ્વ દુરિતનાશિની વિમલ હૃદય હાસિની. પ્રણમું૦

શુભ્ર વસન શુક્લ કાન્તિ મત્ત મયૂરવાહિની,
સુર મુનિવર ધ્યાન ધરે, મંગલમય ઈશ્વરી. પ્રણમું૦

# ચન્દ્રકિરણ

આભલેથી ચન્દ્રકિરણુ ઊતર્યું રે
    તેજફૂલડાં વેરાય, તેજફૂલડાં વેરાય.
અન્ધારાં અવનીનાં આથમ્યાં
    અમીછાંટણાં છંટાય, અમીછાંટણાં છંટાય.
                                        આભલેથી૦

હિમગિરિને અંક જરી ખેલતું રે
    લેતું રૂપાળા રાસ, લેતું રૂપાળા રાસ,
શિખર શિખર કૂદડી ફરન્ત કૈં
    એને હૈયે ઉજાસ, એને હૈયે ઉજાસ.
                                        આભલેથી૦

સાગરને નીર એ તો નાચતું રે
    જળપરીઓની સંગ, જળપરીઓની સંગ,
મહેરામણ મોજાં ઉછાળતો
    એના ઉરમાં ઉમંગ, એના ઉરમાં ઉમંગ.
                                        આભલેથી૦

પૃથ્વીને અંક વસ્યાં ફૂલડાં રે
    એને નિરખી ડોલન્ત, એને નિરખી ડોલન્ત,
છાની કૈં ગોઠડી સુણાવતું
    ઉંડા અંતર ઉછરંગ, ઉંડા અંતર ઉછરંગ.
                                        આભલેથી૦

## ગીત ગંભીરાં

ગીત ગંભીરાં ગાતાં
રસભર ગીત અનુપમ ગાતાં.
ઉન્નત ગિરિશિખરેથી મસ્ત કો
મૃગબાલક શાં ધસતાં,
ધારી ધવલ ધ્વજ જગમંગલનો
સ્વર્ગસદનથી સરતાં
ચેતનરસથી ધરા ઉર ભરતાં
છલછલ કરતાં ઝરણાં.
ગીત૦

તજી મસ્તાની બાલ્યકાલની
ગતિ ચંચલ ધીર બનતી,
આશમિનાર ધરી દગ વહતી
કુંજ કુંજ શું રમતી
ધરાને નીલ પલ્લવે સજતી
સરિતા સ્નેહ સ્રોતમાં સરતી.
ગીત૦

ધીર વીર શો ગહન તરંગો
ધારી જગ ઘૂઘવતો,
ધવલ ફેનરૂપ મુક્ત હાસ્યથી
તટિનીહૃદયને હરતો
એ ચન્દ્રબિમ્બ શું રમતો
સિન્ધુ તેજછાય ઉર વહતો.
ગીત૦

# રજની

નીલરંગી નીલરંગી
ધરી અંબર નભ રમતી રજની
નીલરંગી નીલરંગી.

મત્ત મયૂર શી નર્તન કરતી,
તારકફૂલડાં અંજલિ ધરતી,
દિશદિશ વેરી હસતી રજની,
નીલરંગી નીલરંગી.

રજતરંગી મૃદુ ગોળ આસને,
હરિણબાલને અંક ધરીને,
ખેલ મધુરા કરતી રજની,
નીલરંગી નીલરગી.

તરસ્યાં ઉરને સુધાબિન્દુ શી,
શ્રમિત અંતરે શાન્તિસિન્ધુ શી,
સૃષ્ટિશોભના મંગલ રજની,
નીલરંગી નીલરંગી.

# રંગભરી

રંગભરી રંગભરી રંગભરી રે,
વ્યોમ સરે વાદળીઓ રંગભરી રે.

ફર ફર ફર પવન ફૂંકે,
સમીર સંગ પુષ્પ ઝૂકે,
વાદળી વિહંગ શી વ્યોમ સરે સર સર સર.
રંગભરી૦

આભ ઉંડાને માપવા જાણે,
સંગ મળી સહુ સન્ધ્યા ટાણે,
રંગભરી તરલગતિ દોડતી અનન્ત આરે.
રંગભરી૦

વાદળીઓ જરી થંભો આજે,
સંગ ન લો અમને શા કાજે?
માપવા અનન્તનાં જળ જાગે આશ અન્તરે.
રંગભરી૦

## જલધર

જલધર પ્રિય હે!
રમ્ય વ્યોમ સોહે,
જલધર પ્રિય હે!

તરસભર્યાં ચાતક મીટ માંડે,
થનગન થનન કળાધર નાચે,
હર્ષભર્યું અંતર મમ ડોલે, ઝૂલે સ્નેહહિંડોળે.
જલધર પ્રિય હે!

ઇન્દ્રધનુ તોરણુ નભદ્વારે,
રસધર! જો તુજને સત્કારે,
હૃદય રંગ નવલે કૈં નાચે, મત્ત બની રાચે.
જલધર પ્રિય હે!

સ્નેહનીર તુજ અંતર રાજે
કે પછી અમથો ગગને ગાજે?
તર્ક કરૂં ના; રસતરસ્યું ઉર ઝંખે તુજ નીરને.
જલધર પ્રિય હે!

# મુસાફિર

ચાલ મુસાફિર ચાલ.
શાને તારી આંખમાં આંસુ?
શાને તારો કંઠ રૂંધાય?
મારગ ચાલતાં પગલાં તારાં શાને આજે થંભી જાય?
ચાલ મુસાફિર ચાલ.

સૂની પડી આ પર્ણકુટી,
અંતર કૈંક ભર્યા નિઃશ્વાસ;
વેદના એના અંતરની શું રોકી રાખે તુજને આજ?
ચાલ મુસાફિર ચાલ.

સૂરજ ચન્દ્ર ન થાકે આભે,
થંભે ના ધરતી આ કયાંયે;
ચિરશાન્તિની જાગી આજે તારે હૈયે કાં અભિલાષ?
ચાલ મુસાફિર ચાલ.

અનન્ત આરે આંખડી માંડી,
ક્ષિતિજદ્વારે શોધતો ભાવિ.
અગ્નિતણી ગતિશીલ શિખા શો ચાલ, અરે ઓ ચાલ.
ચાલ મુસાફિર ચાલ.

# નૂતન વર્ષે

સુરંગી નવચેતનાભર પ્રભાત ફૂટી રહ્યું,
અને મૃદુલ સ્પર્શથી જગત પ્રાણ પૂરી રહ્યું;
હસી પ્રકૃતિસુન્દરી, હસત માનવી સર્વ કો,
વિરાટ થઈ મસ્ત શું દિસત મુક્ત હાસ્યે ન્હલ્યો.

પરન્તુ– સરકી જતી મધુર લાલિમા આભની,
ઘડીક ચમકી જતી પટલ અભ્ર સૌદામિની,
લસન્ત કિરણાવલિ શશિતણીય ઝાંખી થતી,
શમન્ત જલધિતરંગગતિ મસ્ત ઊર્મિભરી.

અને– જગત ચેતના, નવલ આશ ઉલ્લાસ સો,
ઘડીભર વસી ઉરે સરી જતાં મધુ સ્વપ્ન શાં.
વસો! ઉર સદા વસો! મૃદુલ સ્નેહનાં સોણલાં,
રહો અમર અંતરે ઝરણુ આશ ઉલ્લાસનાં.
ગૂંથે કિરણજાળીએ જગતઐક્યની ભાવના
ભરો પરમ જ્યોત તે પુનિત ભર્ગ આ વિશ્વમાં.

# દીપ્તિવિલય

ભમી દિગદિગન્તમાં, અખિલ ભોમ શોધી વળી,
અનન્તજલ સિન્ધુમાં, અકલ આભઉંડાણમાં,
જ્વલન્ત નભજ્યોતમાં, ગગન વીંધતી વીજમાં,
સદા નયન ઝંખતાં સતત તેજની રેખ કો.
છુપ્યા ધરતીભીતરે અગમ ગાઢ અન્ધાર કૈં,
દિશા સકળ આવરે તિમિરપૂર્ણ કૈં વાદળાં,
જડે ન દ્યુતિપન્થ કો, નયનતેજ ઝાંખાં પડે,
ઉરે અકથ વેદનાપૂર અનન્ત કો ઘૂઘવે.
નિહાળી હતી સ્વપ્નમાં વિમલ તેજની મૂર્તિ કો,
લસન્ત મૃદુ લોચને અમિત ભર્ગનાં સ્રોત શાં !
ખૂલ્યાં નયન ને ઉડી મધુ છવિ, ન ઝાલી રહી,
ઉડી – ગઈ અનન્તમાં, ગહન શૂન્યતા પાથરી.
સર્યા નયનપન્થમાં અટળ ગાઢ અન્ધાર કૈં,
રહ્યાં ભટકવાં જગે તિમિર આવર્યાં અન્ધ શાં.

## રણજંગ

ચ્હડી શું રણજંગમાં કુપિત ચંડી શી ત્રાડતી,
પ્રચંડ મદગર્જતા પ્રબલ યોધ કૈં લક્ષની
બની રહીજ ગર્વિતા અનલજ્યોત શી અગ્રણી ?
ભમે ત્રિશુલ વીંઝતી, અરિસમૂહને ડારતી,
દિસેજ શિવતાંડવે ઉર રતિ ધરી ખેલતી,
ભમન્તી જગપાતકો તિમિરરૂપ સંહારતી.
ધરી શ્રવણ ગર્જના સકળ સૈન્ય શૌર્યે ભર્યું
રણે ધસમસી રહ્યું બની સુસજ્જ શસ્ત્રાસ્ત્રથી,
અને જગતવન્દ્ય વીર રણભોમ ખેલી રહ્યા
ત્યજી જીવનસ્વપ્ન, સ્વાર્પણ સુસિદ્ધિમાં રાચતા.
નિહાળી જગપીડતો કુરૂપ દુષ્ટ દુર્ભિક્ષને
બની કુપિત વીજ વ્યોમરણ ચંડી શી ત્રાડતી,
અને પ્રબલ મેઘસૈન્ય ઉરઆહુતિ અર્પતું
અનેક જગબાલને વિકટ પન્થ ઉદ્ધારતું.

# પડઘા પડે કે ના પડે

વ્યોમ અવની આંગણે એ અનિલ કૈં ખેલી રહે,
ખીલેલ પુષ્પો કુંજનાં સૌરભ ધરે કે ના ધરે.
રસમસ્ત આંબાડાળીએ કો કોકિલા કૂજી રહે,
રસગુંજનો એ મીઠડાં જન કો સુણે કે ના સુણે.
મસ્તિભર્યો એ મેઘ કૈં રસહેલ વર્ષાવી રહે,
મદમસ્ત બની કેકા કલાપી કો કરે કે ના કરે.
અમીકુંભ એ સુરસદનના શશિરાજ કૈં ઢાળી રહે,
બીડેલ પોયણીનેન એ ચેતન ભરે કે ના ભરે.
આશાભર્યાં નભઅંતરે એ વિવિધ રંગો કૈં સ્ફુરે,
સરિતા કદિ ઉરભાવની પ્રતિમા ઝીલે કે ના ઝીલે.
ઉરવારિધિએ આજ મારે ઊર્મિમાલા ઊછળે,
એ ગગનઘેરાગુમ્બજે પડઘા પડે કે ના પડે.

## ધારા

સખે! આકાશેથી પ્રબલ જલધારા વરસતી,
ધરાના હૈયાને નવજીવન દે સ્નેહરસથી;
ઉરે મારેયે કૈં તુજ સ્મરણધારા વરસતી,
કહે – હૈયે તારે સ્મૃતિવીજ કદીયે ચમકતી?

## જીવનસાથી

તું છે શૈશવકાળથી પ્રિય મને, તોફાન જાણે સહુ,
તારી સંગ હું ઉડતી પરિતણા દેશે કદી સ્વપ્નમાં.
તોડી તારકપુષ્પ હાર ગજરા ગૂંથી ઉરે રાચતી,
ચન્દ્રીનો ઘડુલો ધરી કરમહીં પીતી સુધાવારિ કૈં.
મુગ્ધા હું બની, યૌવને પગ ધરી ઊભી નવી સૃષ્ટિમાં,
ત્યારેયે મુજ સાથ તેં નવ ત્યજ્યો એ સ્વપ્નઉદ્યાનમાં.
હાસ્યો અંતરનાં કદીક ઝીલતો, ઝીલ્યાં કદી આંસુડાં,
સ્વપ્નાં કૈં ફળતાં, કદી સરી જતાં જોઈ રહ્યો સાથમાં.
આજે યૌવન અંતકાળ સમયે યે પાસ તું તો રહ્યો,
સાચો જીવનસાથી તું, પ્રણયી તું મારો, સખા હીંચકા !

# ચિ. રજનીને

કરે સતપતાટ શો? જરીય શાન્ત તું ના રહે!
સદાય કંઈ તૂત તું લઈ બધાંયને મૂંઝવે.
કદીક ચલચિત્રમાં, નિરખી કોઈ કાર્યક્રમે,
ધરી ચરણ ઘૂઘરા દિવસરાત નાચ્યાં કરે.
કદી પકડી કોઈ નૂતન કવિ ભૂલો શોધતી,
"રચી શકું હું સારી કૈં" કહી હજાર પંક્તિ લખે.
ઉષા, અરુણ, રાત્રિ ને પરિ અસંખ્ય કેરી કંઈ
કરી નવલ કલ્પના મનુજઆકૃતિ દોરતી.
કંઈ પણ નવું સુણે, તરત કારણો પૂછતી,
નથી પૂછતી ઈશને કદિ તું, પાઠ તારો અતિ.
"કરો કંઈક વાત" એમ પકડી બધાંને કહે,
વળી કદિક એકઠાં કરતી બાળકો કૈંકને,
હવાઈ કંઈ વાત તું કરી રહે – ન રોકી રહે,
સદાય કંઈ કોયડા સમી તું – આંટી ના ઉકલે.

# શું એ ?

છોડી શ્યામલ કેશને રજની આ ઝોલે ચ્હડી વિશ્વને,
ગૂંથ્યાં તારકપુષ્પ કુન્તલ વિષે તેજે ભર્યાં સૌમ્ય કૈં,
જોતાં ત્યાં રસનાથને ઘડીક એ થંભી ગઈ તાનમાં,
ને શું પુષ્પ ખર્યું કરાંગુલિ મૃદુ શૈથિલ્યને પામતાં ?

જોગી તો ય નિહાળી કૈં જગતનાં દુઃખો દયા આણતો,
ન્યાળી શ્વેતશિલોચ્ચયે શ્રમિત ને કલ્યાણ આરાધતો,
આમન્ત્રે ઉરનાથને અવનવી કો જ્યોત નેને ધરી,
એ શૈલેન્દ્રસુતાતણા નયનની જ્યોતિ શું વિશ્વે સરી ?

છોડી પુષ્પધનુ રતિપ્રણયમાં આસક્ત ઉલ્લાસતો,
જાતે મન્મથ તોય અંતર વિષે ઉન્માદને માણતો,
સત્કારે પ્રિયને રસેશ સરખો કો દિવ્ય સ્નેહોર્મિએ,
ધારી શું ઉરનાદ મૂર્તરૂપ એ આજે ભરે નેનને ?

ના એ પુષ્પ; છતાંય માર્દવભર્યું, કાઠિન્યને કાપતું,
ના છે એ રસજ્યોત; તોય તિમિરો ભેદી ઉરે રાચતું,
ના એ કૈં ઉરનાદ; તોય ભરતું કો ભવ્ય કાવ્યોર્મિએ,
કૂંળું, જ્યોતિભર્યું, મીઠું ટહુકતું ખેલી રહ્યું બાલ એ.

# પોઢાડું

તારા ચૂંટી ગગનના તુજ કાજ લાવું,
એ તેજફૂલતણી માળ તને સજાવું;
ચન્દ્રીતણા ધવલ કૈં સ્મિતનું બિછાનું,
ઝીણું ઉષા લલિત રંગનું ઓઢવાનું.

પોઢાડું અંતર ધરી કંઈ ભાવ કૂંળા,
સ્વપ્નાં વસો મધુર લોચનમાં સલૂણાં;
ધીરેથી કો સરી જતી નભ વાદળીનું
કૈં સ્વપ્નદેશ સરવા રચું હું વિમાન.

આકાશગંગ વિલસે નભમાં રૂપેરી,
તેમાં ધરી ચરણ નાચ તું હર્ષઘેલી;
નિદ્રાપરી તુજ પરે રહી પંખ ઢાળી,
સૌન્દર્ય સ્વપ્ન મીઠડાં રહી નેન પ્રેરી.

# કચુંબર

જવું'તું પોંખ ખાવાને ખેતરે દિન ઊગતાં,
વિદ્યાર્થીસંઘની સાથે મીઠડી મોજ માણવા.
જામેલું દહીં તાજું ને મરીની સેવ કૈં તીખી,
મીઠાઈ લાવવાનું એ સોંપ્યું પુરુષવર્ગને.

ચટણી વાટવાનું ને કરવાનું કચુંબર
કાર્ય સ્ત્રીવર્ગનું રાખ્યું કરવાનું કંઈ અમે.
કાકડી કૈંક તાજી ને લીંબુ, હળધ, કોપરૂં,
કુંડાળે લઈ બેઠાં કૈં ધીરે ધીરે સમારવા.

સ્હેલાણી સૂરતી સર્વે નવા તુક્કા ઉડાવતાં,
શેખચલ્લી સમાં કાંઈ વાતોનાં કરતાં વડાં.
"કચુંબર ગમે શાને સ્હેલાણી જન સર્વને?"
પ્રશ્ન એ ઊઠતાં એનો શોધ્યો ઉત્તર અંતરે.

"વિચારે, બોલતાં ક્યારે, વર્તનેયે વળી કંઈ
કચુંબર કરી ર્‌હેવી માનવી ગુણ છે નકી.
કરેલી કેમ ને ક્યારે ક્યાં ક્યાં કૈંક કચુંબર,
જગાવે સ્મરણાં એનાં તેથી ભાવે કચુંબર."

## જવું હતું ગામ

જવું હતું ગામ પરોઢિયામાં,
ખાલી હતી મેં કરવાની ઓરડી.
લીધી હતી સર્વ ચીજો સમેટી,
છતાંય શું કૈંક ભૂલી જતી હતી ?

મેં બારીએ, દાદર ને દિવાલે,
એ શૂન્યતામાં કંઈ દૃષ્ટિ ફેરવી,
અનેક ચિત્રો હજુ ત્યાં રહ્યાં હતાં,
એને ન ત્યાંથી શકતી ખસેડી.

## કલ્પના

મને નવ ગમે જરી ભુવનમોહિની કલ્પના,
કવિકુલની લાડિલી, નવલ વિશ્વની ચેતના.

કલ્પનાપાંખ વિસ્તારી સ્વપ્નસૃષ્ટિ વિલોકતાં
જાગવું પાંખહીણાં કેં સંસારે તપવું સદા !

"સંસાર છે સ્વપ્ન નહીં જરાયે"
એ સત્ય જો માનવ ઉર ધારે,
સદાય સત્યે નિજ નેન રોપે,
શાન્તિભર્યું વિશ્વ ન કેમ ઓપે ?

# મને ગમે છે

મને ગમે છે ચીરકા ઉરાડવા,
લખ્યાં કંઈ તોડી વિછોડી નાંખવાં.

સંસારનાં ચક્ર અનંત ચાલતાં,
મળે કંઈ માનવ માર્ગમાં જતાં,
આધીન ચાલે સહુ ભાગ્યચક્રનાં,
છૂટાં પડે કાળબળે અબોધ શાં.

સંગ્રહી ચિરકા રાખે, ભસ્મ સ્વપ્નતણી ભરે,
ખસેડ્યું જકડી રાખે એવું અંતર કાં સખે?

# કદિ થાયે એવું

કદિ થાયે એવું નયનજલથી સૃષ્ટિ ભીંજવું,
બની વર્ષાનું હું પ્રલયપૂર આ વિશ્વ વિચરૂં.
મહા અદ્રિકેરાં અડગ ઉર પાષાણ વીંધતો
બનું મસ્તાનો હું ત્વરિત જલનો ધોધ ધસતો.
ધરિત્રીનાં ઉંડાં અગમ ઉર પાતાળ ચીરીને
ધસું ચોપાસે હું વિકટ અતિ ભૂકમ્પ કરીને.

કદિ થાયે એવું જગત મમ હાસ્યે ભરી રહું,
બની જ્યોત્સ્નાધારા અવનિતલને આવરી લઉં;
ઉષાસન્ધ્યાના હું બનું વિરલ રંગો ચમકતા
ભરૂં નેને નેને અમર મધુ સ્વપ્નો પ્રણયનાં.

ધરાને અંકે આ રુદન વધુ કે હાસ્ય વિલસ્યાં?
પ્રતિહૈયે વિશ્વે સુખસરિત કે દુઃખ ઉમટ્યાં?

# શાને ?

ના જો આંખો મુજ હૃદયની ઊર્મિ ઉકેલવાને,
તો – તો – હાવાં મુજ હૃદયની વાત હું બોલું શાને?
કહેવી ઉંડી હૃદયકથની – અંત ખાલી નિરાશા;
ના – ના – એથી પ્રિય વધુ મને રોવું આ જિન્દગીમાં.

ને – જો આંખો મુજ હૃદયના ભાવને ભાળવાને,
તો – તો – હાવાં કહું શું તુજને – શક્તિ ના જાણવાને?
શબ્દો મારા કંઈ હૃદયના બોલ બોલી શકે શું?
કહેને હાવાં કયમ કરી કહું? શું કહું? કહે મને તું.

## સંભારશે શું ?

"સંભારશે શું ?" ઉર પ્રશ્ન ઊઠતાં
હૈયામહીં તર્ક અનેક જાગતા.
એ એક છે પ્રશ્ન અનન્ત કાળથી
પૂછાય તોયે નવ અન્ત જેહનો.

સત્તાધીશો કે અવની ધ્રુજાવતા,
ને ધર્મવેત્તા જગ જ્ઞાન પ્રેરતા,
કવિ, કળાકોવિદ, શિલ્પકારને
એ પ્રશ્ન હૈયે ઉઠતો કદી કદી.

"સંભારશે શું ?" પૂછું આજ હું તને;
જાણું ન કાં અંતર ઝંખતું સ્મૃતિ ?
ગમે મને તારી સ્મૃતિ, હું સંઘરૂં,
પરન્તુ આ પ્રશ્ન તને હું કાં કરૂં ?

